# કનકાવતીના રાજા કનકસેન અને રાણી પદમાવતીના ખેલમાં ગવાતાં ગાયનો

## નો વધારો.



૧

**સુત્રધાર**—અતિ ઉગ્રજ તપથી, મેળવ્યો છે મનુષ્ય અવતારે;
મતિ પ્રેરણા થકી આ, ખેલ રચ્યો છે બુદ્ધિ અલ્પમારે;
આશા તુજવીણ એકે, તૃણ પણ પૃથ્વીપરે નહીં હાલે;
તનમન આછે તુજથી, તુજ ચલાવ્યું સૃષ્ટીમાં ચાલે;
માટે સાહ્ય થજે તું, કૃપા કરી હું અલ્પ મતિ બાલે;
આભારી છું તારો, અલ્પ વિનંતિ સ્વીકારો હાલે.

૨

**નટી**— નમી કરૂં પ્રાર્થના હું, આજે મંગળકારીરે;
આજે મંગળકારીરે, વિનતિ મુખ ઉચ્ચારીરે—નમી.
વિશ્વપતિ પ્રભુ, રસના દાયક;
ચરણે નમી ઓ દયાળા, માંગુ સાહ્ય તારીરે—નમી.
હામ ધરીઆ, ખેલ આરંભ્યો;
નિર્વીઘ્ને પાર પાડો, ની તમે મોરારીરે—નમી

સર્ણાગતની, વારે ચડીને;
મનવાંછીત ફળ, આપો દયા ધારીરે—નમી.

૧૯૫૪

૩

**ધરમશીંગ**—છોડતું ટેક આવી નાદાની તારી-
આમ કીધાથી દુઃખ પડે ને વાધે બહુ પરીતાપ;
વન વગડાના રસ્તા છે માઠા ઉરમાં ઉપજે તાપ-
જંગલ તેં તો જોયું નથીરે, વાઘ વરૂ છે ત્યાંય;
નદી નાળાં તો ત્યાં બહુ આવે. કેમ કરી ઓલંગાય-
અહીં મન ગમતાં ભોજન જમે છે, ફળનો કેમ થશે અહાર;
માટે મારી તું શીખ માનીને, વાત આવી માંડી વાળ-
એમાં કહ્યું શું પીતાએ તુજને, ખોટું લાગ્યું દીલ માંય;
ક્રોધ તારો આ શાંત કરીને, ચાલની મેહેલની માંય-

૪

**સુંદરશીંગ**—ધરમશીંગ તું આવું ખોટું ડહાપણ શીદ બતાવે છે;
નથી જોયુંરે કાયરપણું આવું જગમાંહી (૨)
શીખ દેવા આવ્યો શું જોઈને મુજને તું આંહી (૨)
આવું સમજાવે કાંઈ શરમરે ના વે (૨)
ખાલી માથું ફીરાવે, ખોટા ઝંઘ મચાવે (૨)
લાજે નહીં મનમાહીં (૨) વિચારીને જોતું કાંઇ (૨)
ના ભાળ, તું નીહાળ, તારી ચાલ દીલમાં ધાર,

.ાર, શાને તું સતાવે, તારે દીલે એવું ભાવે;
નાયર વચન સંભળાવે છે-ખોટું ડહાપણ૦

૫

વરમરાંગ- ફટ ફટ મારા સામું શું બોલે છે તું;
ધીક ધીક પીતાનું અપમાન કીધું;
કાળું મોડું લઇને શું ઉભો છે તું—ફટફટ.
અન્ન હરામ કરી નાસી તું જાએ;
એમાં ચતુરાઇ તુ બતાવે શું—ફટફટ.
જલદી અહીંથી દૂર તું થાની;
કેવું સુખ પામે તે જોઉં છું હું—ફટફટ.

૬

સુંદરશીંગ—છટ છટ આવાં વેણ સુણાવે તું શું;
તારા ડરાવ્યાથી કેમ ડરૂં હું
નટખટ, આમ સાણપત બતાવે શું—છટછટ.
આમ દબાણમાં કોણ રહેરે;
હડહડ, હવે સમજીને આવો જા તું—છટછટ.
મિથ્યા અભિમાન શીદ કરે છે;
ઝટઝટ, કર કાળું છેક લાજું છું હું—છટછટ.

૭

સુંદરશીંગ—(માતા મારી આપો રજા જલદી—ને

માતા હવે તો મુજનેરે, તમો આપોની જલદ
આ રાજમાં કદી જો હું રહું તો (૨) વિધન એમાં થ
ભાવી પ્રમાણે નિશ્ચે થનારૂં (૨) ફેર એમાં ન જરા
હાલ મને તો જવાદો વનમાં (૨) દૈવનું ધાર્યું થાય (૨)
ઇશ્વર કૃપાથી વાલીરે માતા (૨) દુઃખ નિવારણ થાય (૨)
માટે તમે આ શોક તજીને (૨) આજ્ઞા દીયોની જરાય (૨)
થોડા દીવશે આવીને મળશું (૨) સાહે કરે જગરાય. (૨)

૮

**મત્ર—** પ્યારા મિત્ર સુંદરશીંગ કહું વાત સાચીરે;
આપ જાઓ છો વનવિશે ને હમે કોને આધાર
સંકટ સમયે કામ ન આવે, મિત્રને ધીક્કાર—પ્યારા૦
માટે મિત્ર હમો આવશું, તમારી સંઘાત;
કૃપા કરીને અર્જ સ્વીકારો. હમો છૈએ ગુનીઆત—પ્યારા૦
તમો જશો ત્યાં અમો આવશું, લઇશું દુઃખમાં ભાગ;
સાથે રહીને મન રીઝવશું, હશે જો એવો લાગ—પ્યારા૦

૯

**ફુલવંતી—** પ્યારા સુણો કહું વાત હું સાચી,
આપ તણો છે સ્નેહ જો સાચો;
પ્યાર કરી હું દીલમાંજ રાચી—પ્યારા૦
આપ કૃપા કરીને સાંભળો કહું તે;

આજની રાત્રીએ જાવું છે નાશી-પ્યારા૦
તેથી આપ પધારજો નીશ્ચે;
શંખેશર માહાદેવમા જાચી-પ્યારા૦

૧૦

**ધનપાળ**—પ્યારી મારી આજ, એ વાત કરશો માંજ;
સંકટો આવી પડે, ત્યારે રહે ના લાજ-પ્યારી૦
આપના પીતાજીને, થાય વાતની જાણ;
પકડી મંગાવી કરીને લે આપણા પ્રાણ-પ્યારી૦
માટે પ્યારી વાત છોડો, નહીં તો થાશે વિઘન;
ગાંધ્રવ વીવાહથી કરીશું, છાનારે લગન-પ્યારી૦
તેમ છતાં જો પ્યારી આપનો. વિચારછે આવાર;
રાત્રીના વખતે ખાવું, શંખેશ્વર મોઝાર-પ્યારી૦

૧૧

**સુંદરસીંગ**—સ્યાણા પ્રધાન તમે સાંભળો, કહું છું તમને વાત;
નિશાળમાંની વાત તમને કહું છું ખરેખાત-ટેક.
મેહેતાજી જમવા ગયાને, રહ્યા ત્યાં ધનપાળ;
અને વળી હું ત્યાં હતો, ને ફુલવંતી પ્રખ્યાત—સ્યાણા૦
ધનપાળને. ફુલવંતીએ, સમજાવ્યો તે વાર;
ખચ્ચિત કુંવર આપનો, આજે નાશીરે જનાર—સ્યાણા૦
બન્નો આજ રાત્રીએ, મળી કરી સંગાથ;

નગ્ર બહાર નીકળીને, ચાલ્યા જશે એ સાથ—સ્યાણા૦
માટે ચેતાવુંછું તમને, વિચારો આ વાર;
એને વીલો મુકશો તો, હાથથી જનાર—સ્યણા૦

૧૨

**સુંદરસીંગ**—સ્તવન એક ચિત્તથી તારૂં કરૂં રે;—(બે ત્રણવાર)
હે વિશ્વેશ્વર પ્રભુ લાપુરેશ્વર, જય શંખેશ્વર નાથ પ્રભુ;
ઊમીઆ પતી હે ભોળાનાથ શંભુ,(૨)હસ્ત જોડી ધ્યાન હું તો ધરૂં રે
જય જગકરતા ભયદુઃખ હરતા, કૈલાશ વાસી ત્રીપુરારી;
કૃપાકરીને ફુલવંતીનો, (૨) મેળાપ કરાવો એ વાક્ય ભણું રે.

૧૩

( પ્યારી મારી સાંભળોને બદલે )

**ભદ્રસેન**—વિચારો પ્યારી તમેરે લગાર, (૨)
વાત કદી ન થનાર—વિચારો
નારી જોવી સેહેલી નથીએ, નિશ્ચે દીલમાં ધાર;
તોપણ મારી બનતી કોશીશે, દેખાડવાને તૈયાર—વિચારો.
માટે ફીકર પ્યારી છોડી દઇને, ધીરજ મનમાં ધાર;
અનેક પ્રયત્ને સુંદર કેરી, જરૂર બતાવું નાર—વિચારો.

૧૪

દર—મારા તનાના રક્ષણહાર, દીઠોઆ માઠો વખત વખત વખત

ભદ્ર—મારા હૈયાના સણગાર, પીડાયા તમે સખત,સખત સખત
સુંદર-આપનેબળવા જાતી વખતે, જાણ્યું અરે જે વખત વખત વખત
તોપણ આવી શકાયું નહીં એ તનમાં લાગ્યો, તપત તપત, તપત-
ભદ્ર-દુઃખ તમોને આવીપડ્યુંને, બેસી રહ્યો હું તખત,તખત તખત
દીવાન મારા આફત થકીતો, દુભાયા મનમાં સખત, સખત,સખત--

૧૫

**સાહેલીઓ—**

સખી આંજે દીવસ રઢીઆળોરે, લાગી રહીછે રંગરેલી;
મળી રાજ મંડપે ચાલોરે, શ્યાણી મારી સૌ સાહેલી.
ધનનનનન નોબત વાજેરે, નૃત્ય તણી શોભા ભારી;
નીશાનને ડંકા ગાજેરે, બની રહીછે બલીહારી.
ત્યાંતો પૈસા વેરે પોશેરે, રચના કીધી બહુ સારી;
વર કન્યા પરણે હોંસેરે, મનમાં હર્ષ ઘણોધારી.
ત્યાં લોક તણો નહીં પારેરે, આણંદ મંગળ ઉચારે;
ઘર ઘર તણી સૌ નારીરે, વરકન્યાને ઓવારે.




ધી રાઈઝીંગ સ્ટાર પ્રીન્ટીંગ પ્રેસ સુરત મોટામંદીર પાસે

દીલદારી લાગી દીલ ચીરે, દુઃખજાય કહું કેદીસે
એ ઉત્તરમાં જવાય નહીં, દક્ષીણમાં રહેવય નહીં;
પશ્ચમમાં કેવાય નહીં, પુરવમાં જઇ રહું સહીં. ટેક
ધનપાલને છોડાવીઓ, વૃંન વાસે મુને લાવીઓ;
કુટંબને છોડાવીને, એ દુષ્ટ મન ફાવીઓ. દીલ
નસીબમાં લખ્યુ હશે, મીથ્યાં કદી તે નવથશે;
પુરવના વેરા હશે, થવાનું હશે તે થશે. દીલ

